વિષ્ણુ સ્મરણ.

क्रोधोजितोयेन जगत्त्रयंजितम् ॥

# ક્રોધ

***

લખનાર,

હુકુમતરાય છોટાલાલ કંથારીયા,

નડીઆદ.

છપાવી પ્રસિદ્ધ કર્તા,

મોહનલાલ મનસુખરામ શાહ,

બુકસેલર—વડોદરા. લહેરીપુરા.

સંવત ૧૯૭૨. આવૃત્તિ ૧ લી.

દીપોત્સવી. નકલ ૧૦૦૦.

કિંમત ૦-૨-૦.

# પ્રસ્તાવના.



આવા નાના લેખને પ્રસ્તાવનાની આવશ્યકતા શી ? માથું નાનું ને પાઘડી મોટી જેવો એ પ્રયોગ ગણાય તોપણ એ લેખ વાંચનાર કેટલાક સ્નેહી અને સજ્જનોએ પ્રસ્તાવના લખવા આગ્રહ કર્યાથી નિવેદન કરવાનું કે ઘણાના તરફથી પોતાના મૃત સંબંધીના નામ સ્મરણાર્થે અનેક પ્રકારની યોજનાઓ થાય છે તદનુસાર મને પણ એવી પ્રવૃત્તિ થઇ કે મારી સદ્દગત પુત્રી ગંગાસ્વરૂપ વિષ્ણુલક્ષ્મીની સ્મૃતિના ચિહ્ન તરીકે કંઇક લેખ લખી જનસમાજમાં વિના મૂલ્યે વહેંચવા કે જેથી મારી ઇચ્છા પણ ફળીભૂત થાય અને તે લેખ વાંચી વાચકવર્ગ તેમાંથી સાર ગ્રહણ કરે તો હું કૃતાર્થ થાઉ.

આ લેખ પ્રસિદ્ધ કરવા તથા પ્રુફ વગેરે સુધારવામાં મારા સ્નેહી રા. રા. મોહનલાલ મનસુખરામ શાહે જે શ્રમ લીધો છે તેને માટે હું તેમનો આભારી છું.

દીપોત્સવી; સં.
ડભોડા.



હ. છો. કુંથારીઆ.



# પ્રાર્થના.



વ્હાલા વાચક બંધુ જનો,

આ સાથે બહાર પડતી થોડી યથામતિ લખેલી લીટીઓ વાંચી મનન કરી તમારામાં જો એ ક્રોધ રિપુ રહ્યો હોય તો તેને દૂર કરવા યથાશક્તિ પ્રયાસ કરશો તો મારો પ્રયત્ન કૃત કૃત્ય થયો ગણીશ.

તમારો,

હ. છો. કથારીઆ.



# ક્રોધ.



મારા વહાલા વાચક બંધુ જનો,

કોઇવાર તમને એવો વિચાર થયો છે કે ક્રોધ મનુષ્યના જીવનને કેટલું દુઃખી અને નિરસ કરી દે છે? ન થયો હોય તો તે કરવો જોઇએ.

આત્માને ઓળખવાને અર્થે, પ્રભુમય થવાને માટે જે શ્રેયસ્કર માર્ગ ભગવાન્ કૃષ્ણ પરમાત્માએ ગીતા દ્વારા સૂચવ્યો છે તેમાં અધ્યાય ૧૬ના ૨૧મા શ્લોકમાં પ્રભુ કહે છે કે અધમ યોનિની પ્રાપ્તિ કરાવનારા ત્રણ પ્રકારનાં નરકનાં દ્વાર છે અને તે કામ, ક્રોધ અને લોભ છે. માટે એ ત્રણેને ત્યજવાં જોઇએ.

મનોવિકારમાં સૌથી વધારેમાં વધારે હાનિકારક વિકાર નરકનુ પહેલું દ્વાર–ક્રોધ છે અને તેની અસર માત્ર શરીરને જ નુકશાન કરીને સંતોષ–વિરામને પામતી નથી પરંતુ તે વિસ્તૃત (બહોળી) થઇ જનસમાજની નીતિ, સુખ અને સંપત્તિના બધારણને પણ હાની પહોંચાડે છે. જેમ અગ્નિ

જડ પદાર્થના બંધારણનો નાશ કરે છે તેવીજ રીતે ક્રોધાગ્નિ માનવ બંધારણને હાની કરે છે. આ દુષ્ટ વિકારને આધીન થયેલો મનુષ્ય શારીરિક, નૈતિક, ધાર્મિક કે આધ્યાત્મિક કોઇપણ પ્રકારની ઉન્નતિએ પહોંચી શકતો નથી; એટલુંજ નહીં, પણ, તે સર્વના ધિક્કારનું પાત્ર થઇ પડે છે અને પોતાના બંધુઓથી બહિષ્કૃત—અપમાન પામેલો—થઇ એક કંગાલ પામરના જેવું જીવન ગાળનારની સ્થિતિએ પહોંચે છે.

## ક્રોધ ક્યાંથી ઉત્પન્ન થાય છે?

જ્ઞાની—પંડિતો કહે છે કે માયામાંથી અજ્ઞાન ઉદ્‌ભવે છે અને એ અજ્ઞાન સ્વાર્થ વૃત્તિને જન્મ આપે છે. એ સ્વાર્થ વૃત્તિ કામ, ક્રોધ, લોભ, મોહ અને મદ નામના પાંચ આસુરી જીવોની જન્મદાતા થાય છે. એ પાંચ અસુરોમાં ક્રોધ અત્યંત અધમ, ક્રૂર અને પ્રાણહારી ગણાય છે, અને તેથી જ ભગવાન્ કૃષ્ણપરમાત્માએ એને નરકનું દ્વાર અને આપણા વિધ્વંસ ( નાશ )નું મૂળ ગણાવ્યો છે. ખુશામતવડે કંઇક મતલબ સાધ્ય કરવાની હોય છે ત્યારે સ્વાર્થવૃત્તિ તે કાર્યમાં કામ, લોભ અને મોહને યોજે છે; જ્યારે કોઇ કાર્ય ધમકીથી કરી લેવાનું હોય છે ત્યારે તે કાર્યમાં ક્રોધને યોજે છે, અને જ્યારે પ્રૌઢતાથી કામ લેવાનું હોય છે ત્યારે મદની મદદ લેવામાં આવે છે. આ પ્રકારે એ પાંચ પિશાચો.

સ્વાર્થવૃત્તિને સહાયકારી થઇ પડે છે. એ સ્વાર્થવૃત્તિ અજ્ઞાન-ની પરિપોશક છે અને અજ્ઞાન સર્વ પ્રકારની આધિ વ્યાધિ અને ઉપાધિનું ઉત્પાદક છે.

## ક્રોધથી થતી હાનિ.

ક્રોધથી ઘણી હાનિ થાય છે. કોઇક મનુષ્યે વિષપાન કર્યું હોય છે તો તેની અસર માત્ર શરીરને જ થાય છે પણ ક્રોધરૂપ ઝેર તો શરીરને હાનિ પહોંચાડવા ઉપરાંત મનુષ્યની શારીરિક, માનસિક, ધાર્મિક આદિ સર્વ સંપત્તિઓને પણ ધોકો લગાડે છે. સામાજીક બંધારણને પણ તે હાનિ-કારક થઇ પડે છે. એ બંધારણ ચહાય તેવું સુદૃઢ અને સબળ હોય પરતુ ક્રોધનો ત્યાં જરાક સંચાર થાય છે તો એ બધારણ તરતજ શિથીલ પડી જઈ વિસ્તીર્ણ થઇ જાય છે. એટલે ખરી રીતે કહીએ તો ક્રોધને લીધે શારીરિક, માનસિક, નૈતિક, આધ્યાત્મિક અને સામાજીક એ પાચ પ્રકારે નુકશાન થાય છે.

## શારીરિક નુકશાન કેવી રીતે ?

માણસમાં ક્રોધનો પ્રવેશ થતાંજ તેનુ લોહી તપે છે અને લોહીના પરિભ્રમણનો વેગ વધી જાય છે. લોહી તપી જાય છે એટલે તે હૃદયના વ્યાપારને અંકુશમાં રાખનાર જ્ઞાનતંતુઓની આજ્ઞાને આધીન રહેતું નથી અને શરીરમાં

ધમાલ મચાવી સઘળી રગો અને નસોને ક્ષોભ પમાડે છે અને અવયવોને જડ બનાવી દે છે ભગવાન્ ગીતાના બીજા અધ્યાયના ૬૩ મા શ્લોકમાં કહે છે કે ક્રોધથી સંમોહ (કાર્યાકાર્યના વિવેકનો અભાવ) ઉપજે છે. સંમોહથી સ્મૃતિનો નાશ થાય છે. સ્મૃતિના નાશથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિના નાશથી જીવનનો નાશ થાય છે. જુઓ! ક્રોધ કેટલો હાનકારક છે? ક્રોધ નરમ પડ્યા પછી શું થાય છે? ક્રોધ નરમ પડ્યો કે તરત માણુસ જાણે લાંબી મજલ કરીને આવ્યો હોય તેવો થાકી જાય છે, શક્તિ-હીન થઇ જાય છે અને માથું દુઃખી આવે છે. આ સઘળા વિકારો શું જણાવે છે? ક્રોધથી થતી હાની. વળી શરીરમાં ક્રોધ એક વખત ફરી વળ્યો કે તેથી તરત જઠર મંદ પડી જાય છે, કલેજુ (હૃદય) સુસ્ત બને છે, મગજ બેહેર મારી જાય છે, અને શરીરની રગો અને સ્નાયુ ઢીલા પડી જાય છે. એક વખતનો આવેશ આટલું કરે છે તો જે મનુષ્યનામાં ક્રોધ ઘર કરીને રહ્યા હોય તેને કેટલી હાની થતી હશે તે હવે સ્પષ્ટ કરવાની કંઇ જરૂર રહે છે ખરી? રહેની હોય તો જણાવવાનું કે વારંવાર થઇ આવતા ક્રોધથી શરીરની તંદુરસ્તી ધીમે ધીમે બગડી જાય છે અને પરિણામે મનુષ્ય મૃત્યુનો ભોગ થઇ પડે છે.

## માનસિક નુકશાન કેવી રીતે ?

જ્ઞાનીઓ કહે છે કે નિર્મળ વિચાર થવાને માટે મગજ સદા શાંત અને નિર્વિકાર રહેવુ જોઇએ. મગજ તેવી સ્થિતિમાં ન હોય ત્યારે સમજવું જ જોઇએ કે તે વિકારી છે. મનનો સર્વ આધાર–પાયો–મગજ છે. તે જ્યારે વિકારી હોય ત્યારે મન ક્યાંથી સારૂ હોય ? અને મન સારૂં ન હોય ત્યારે વિચારો પણ ક્યાથી સારા અને પરિપક્વ હોય ? ક્રોધાગ્નિથી મનની એ પાંખો કલ્પના અને સ્મૃતિ તે પણ ક્રમે ક્રમે વિશીર્ણ થાય છે. એટલું જ નહિ પણ આધ્યાત્મિક વિચારો કરવામાં પણ ક્રોધ મનને હાનિ પહોંચાડે છે. અનેક પ્રયત્નો કર્યા છતાં ક્રોધથી વિકારી બનેલા મનમાં સારા વિચારો ઉદ્‌ભવતા નથી અને પરમાર્થ સાધવાના સર્વ પ્રયાસ વ્યર્થ જાય છે. ટુંકામાં કહીએ તો ક્રોધને વશ વર્તતું મન નિરંકુશ અને ઉચ્છૃંખલ બની જઈ ઉચ્ચ સ્થિતિમાંથી અગ્ર અધોગતિને પામે છે. જુઓ ! કેટલી હાનિ થઇ ! ! !

## નૈતિક હાનિ શા પ્રકારે ?

નીતિનું મૂળ પ્રેમ છે. જ્યાં ક્રોધ વસતો હોય છે ત્યાંથી પ્રેમ દૂર જતો રહે છે. જ્યાંથી પ્રેમ ગયો ત્યાં આંતરપ્રકાશ કે જે વડે આપણે આ સર્વ સૃષ્ટિ એક જ બીજમાંથી ઉદ્‌ભવી છે એમ સમજી અને જાણી શકીએ છીએ તે નષ્ટ થઇ જાય છે અગર તો નિસ્તેજ બની જાય છે. જે મનુષ્ય

પોતાના પવિત્ર પ્રદેશમાં ક્રોધ રૂપ ચાંડાળને વાસ આપે છે, તેની પ્રતિષ્ઠા હલકી પડી જાય છે અને માનવ સુખને અર્થે પરમાત્માએ નિર્મિત કરેલી શાંતિ તેને પ્રાપ્ત થતી નથી. શાંતિ પ્રાપ્ત ન થઇ એટલે તો **अशान्तस्यकुतःसुखम्॥** એ વાક્યાનુસાર જીવન એક કંગાલની પેઠે દુઃખમાં જ ગાળવું પડે છે. જેનામાં ક્રોધ હોય છે તે સત્યવાદી બની શકતો નથી, અહંકારી બની જાય છે, જુઠું બોલવાની, બે· વચની થવાની અને ખોટી ખોટી વાતો કરવાની આદત પડે છે. વળી "ધીરજ" શું છે તે તે સમજી શકતો નથી. ધીરજ ક્રોધથી ૧૦૦ ગાઉ છેટે જઇને વસે છે. ક્રોધી મનુષ્ય દયા અને મમતાના પવિત્ર વિચારોથી વિમુખ હોય છે. દયા એ દૈવી ગુણ છે. નિર્બળ મનુષ્યો તરફ મમતા બતાવવી, તેમનાથી થતા દોષ તરફ કરૂણાદષ્ટિ રાખવી એ દયાના અંશો છે. અન્યાય કરવો દ્વેષ અથવા વૈર રાખવું એ ક્રોધનાં પાત્રો છે. ખરે ! જ્યાં આત્મસંયમ ન હોય ત્યાં સદ્દગુણનો વાસ ક્યાંથી હોય? લસણમાં કસ્તુરીના આમોદની આશા શી રીતે રખાય ?

## ધાર્મિક વૃત્તિઓને શી રીતે હાનિ થાય ?

નીતિની વૃદ્ધિ થવામાં ક્રોધ ઉપર દર્શાવ્યા પ્રમાણે જ્યારે અંતરાય નાંખે છે ત્યારે ધાર્મિકવૃત્તિ શી રીતે આગળ

ડગલુ ભરી શકે? ધાર્મિક ઉન્નતિને માટે નિઃસ્વાર્થ પ્રેમ, નિર્લોભ વૃત્તિ, સ્વૈચ્છિક સહાય, આધિનતા ઉત્સાહ આદિની આવશ્યકતા છે. આ સંપત્તિઓ દૈવી છે અને તેઓ જ્યાં ક્રોધ રહે છે ત્યાં ફરકતી નથી. મતલબ કે સ્વાર્થ, દ્વેષ, અહંકાર, મદ આદિ ક્રોધના આશ્રીતો જ્યાં સુધી માણસમાં રહેતા હોય ત્યાં સુધી દૈવી સંપત્તિઓ તે મનુષ્યના તરફ નજર પણ કરતી નથી; અને જ્યાં દૈવી સંપત્તિ નથી ત્યાં ધાર્મિક ઉન્નતિ થતીજ નથી. આવી રીતે ક્રોધ ધાર્મિક વૃત્તિઓથી મનુષ્યને વિમુખ કરી તેને અધમ દશામાં નાંખે છે. કહો ત્યારે ! ક્રોધ વિક્ષેપ કર્તા ગણવો કે શ્રેયઃકર ગણવો?

## સામાજીક નુકશાન.

સમાજ માણસોની સંસ્થા છે અને તેનુ બંધન ઘણે અંશે માનસિક અને નૈતિક સંબંધ ઉપર આધાર રાખે છે. ક્રોધનો જરા સરખો પણ પ્રવેશ ત્યાં થયો કે તરત જ એ બંધન શિથીલ પડી સંસ્થાને નુકશાન પહોંચાડે છે. પ્રેમ સમાજનું બંધન છે. પ્રેમ બંધનથી જ સમાજનાં મનુષ્યો અન્યોન્ય સાથે સંયોજાયલાં રહે છે. એ નિર્મળ પ્રેમને ક્રોધનો ઝપાટો લાગે છે તો તે તેનાથી સહન થઇ શકતો નથી. તેનાં ગાત્ર મદ પડી જાય છે અને તેમ થતાં સમાજ પણ શિથીલ થઇ સત્તાહીન બની જાય છે. મનુષ્યને પરમાત્માએ ઘડયું

તેજ વખતે તેનામાં પ્રેમનો અંશ મુકેલો છે. મતલબ કે પ્રેમ વિના મનુષ્ય જીવી શકે નહીં. શ્રીપરમાત્માએ મનુષ્ય પ્રાણીને પોતાની વિભૂતિમાંથી સરજ્યું છે અને તેને એવી આજ્ઞા કરી છે કે તેમણે અન્યોન્ય પ્રતિ સલાહ સંપથી વર્તી પ્રેમની વૃદ્ધિ કરવી. એવા નિર્મળ પ્રેમને ક્રોધ વિચ્છેદ કરવા બેસ, ત્યાં જનસંસ્થા શી રીતે અને ક્યાંથી આબાદ થાય ? પ્રેમ વિચ્છેદથી અનેક સંકષ્ટ આવી પડે છે. અને મનુષ્યજીવન દુઃખી થઈ જાય છે. જ્યાં દ્વેષ, તિરસ્કાર અને વૈરભાવનો પ્રવેશ થાય છે, ત્યાં દુઃખ અને સંતાપના ડેરા ઠોકાય છે. અને એમનો જ્યાં મુકામ થયો તે પ્રદેશ નિર્જન બની જાય છે. આવા દુષ્મનોથી ઘેરાયલી સંસ્થા છિન્નભિન્ન થઇ જાય અથવા તો તેનુ કાર્ય સંતોષકારક ન નિવડે તો તેમાં નવાઇ નથી. અસંતોષ, તિરસ્કાર અને ઇતરાજીનું કામ ફાટફુટ અને છુટછાંટ કરવાનુ છે. ઐક્ય અને પ્રેમનો ક્રોધ કટ્ટો વૈરી છે એટલે ક્રોધ એ દૈવી સંપત્તિનો ઉચ્છેદ કરવાની જરા જેટલી તક હાથમાં આવી છે તો તેને જવા દેતો નથી. આ પ્રમાણે ક્રોધ જન સંસ્થાને—સામાજીક મંડળને—વિઘ્ન કરતા થઇ પડે છે.

## ત્યારે કરવું શું ? ક્રોધને મારવો શી રીતે ?

ક્રોધને મારવાને માટે પ્રથમ આપણે તેનામાં રહેલા અનેક

દુર્ગુણ અને તેનાથી આપણને થતી હાનીના વારંવાર વિચાર કરવા અને મનને દૃઢ-સબળ કરવું. દૃઢ અને સબળ મનથી જ આપણે ક્રોધને પરાજય આપી શકીએ છીએ. જેમ જેમ આ દુષ્ટ દુર્ગુણ-અરે આપણા હડહડતા શત્રુમાં વસેલા વિકારોનું મનન કરીએ છીએ તેમ તેમ આપણને તેનાથી થતા ગેરલાભનો ખ્યાલ થાય છે અને એ શત્રુના તરફ આપણને તિરસ્કાર છૂટે છે. અભાવ આવે છે અને તેને મનમાંથી, તનમાંથી, અને સમીપમાંથી દૂર કરવાનો દૃઢ વિચાર થાય છે. આવો દૃઢ વિચાર થાય ત્યારે જ આપણે સમજવું કે, હવે આપણી આંતર વૃત્તિઓ સતેજ અને જાગૃત થઈ છે. એ વૃત્તિઓને ત્યારે જ એવું જ્ઞાન થાય છે કે આપણે ક્રોધના સામે કમર કસવાની છે. ક્રોધ ઉત્પન્ન થવા જેવો પ્રસંગ આવે અગર દૃષ્ટિએ પડે કે તરતજ નિડર બની તે શત્રુના સામે થવું, પરતુ "હવે શું કરીશું" એવા બાયલા વિચારોને પ્રવેશ ન આપવો અને ક્રોધને આધીન ન થવું શરીર જેમ કસવાથી બળવાન થાય છે તેમ મન પણ કસવાથી જ દૃઢ થાય છે. ડરવાથી વિપત્તીઓ પાછી હઠતી નથી, પણ સામે થવાથી જ તે હઠી જાય છે. તેવીજ રીતે ક્રોધ પણ સામે થવાથી જ હાર ખાય છે. ડરવાથી પાછો હઠતો નથી, પરંતુ ઉલટો આપણને દાબી ઉપર ચઢી બેસે છે. માટે ક્રોધ જેવો આપણા સામી નજર માંડે તેવો જ તેને ફટકો મારવો

જોઇએ કે જેથી તે બળહીન થઇ સમીપ આવતાં ડરશે.

ક્રોધને જીતવામાં બીજી પણ એક વાત ધ્યાનમાં લેવા જેવી છે. આપણે જે ખોરાક ખાઇએ છીએ તે ખોરાક સાત્વિક વૃત્તિનો પોષક છે કે ઉચ્છેદક તેનો પણ વિચાર કરવાનો છે. જો તામસી હોય તો તે નજ ખાવો કેમકે તે ક્રોધનો ઉત્પાદક છે, એટલું જ નહીં પણ તામસને વધારે છે.

આપણામાં કહેવત છે કે "અન્ન તેવો ઓડકાર" તે પણ એજ ભાવાર્થ સૂચવે છે. જેવો આહાર ખાધો હોય તેવી વૃત્તિઓ થાય છે માટે પાશવ વૃત્તિમાંથી છુટી ઉચ્ચ ગતિએ ચઢવાની ઇચ્છા રાખનારે સર્વદા સાત્વિક ખોરાકનુંજ સેવન કરવું. સાત્વિક ખોરાક એટલે સારો રાંધેલો, ચોખ્ખો, હલકો જલદીથી પચી જાય તેવો શાંતિકારક ખોરાક. માંસ, મધ, લસણ, ડુંગળી આદિ પદાર્થો તામસ વૃત્તિને વધારનારા છે (આ સંબંધમાં વિશેષ માહીતી મેળવવાની ઇચ્છા રાખનારે શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ૧૭ મા અધ્યાયના શ્લોક ૮–૯–૧૦ વાંચવા) માટે તે વસ્તુઓનો ત્યાગ કરવો. ક્રોધના પાશમાંથી મુક્ત થઇ સુખ અને શાંતિમાં રહેવા ઇચ્છનારા મનુષ્યે ઉપરની વાત ઉપર પૂર્ણ લક્ષ આપવું ઘટે છે.

## ઉપસંહાર.

હવે તમને સ્પષ્ટ થયું કે ક્રોધ મનુષ્ય પ્રાણીના સર્વ સુખનો સંહારક છે. ઐહિક સુખથી તે મનુષ્યને વિમુખ કરે છે;

એટલું જ નહિ પણ આયુષ્મિક સુખનાં દ્વાર પણ બંધ કરી દે છે. ક્રોધથી બુદ્ધિ વિકાસને પામતી નથી અને જડ થઇ ભ્રમમાં કુટાય છે અને અંધ બની જઇ ખોટે માર્ગે ચઢી જાય છે. માટે ક્રોધને જેમ બને તેમ પ્રયત્ન કરી હણવો જોઇએ. એમ કરવાને માટે ઉપર સુચવ્યુ તેમ દૃઢ આશય અને મનોબળ રાખવું. આ બે શસ્ત્ર ધારણ કરવાથી ક્રોધને પાછો હટાવી સકાશે. ક્રોધનો પરાજય કરી તેનું સ્થાન પ્રેમને આપવું. ક્રોધથી કોઇને વશ કરી શકતો નથી; પ્રેમ વડે જ સર્વ આપણા આધીન થાય છે. પ્રેમવડે જ તમે દોષ કરનાર મનુષ્યના દોષ સુધારી શકોછો અને તે મનુષ્યની ચાહના મેળવી શકોછો. ક્રોધ કરવાથી તમે તેની ભૂલ સુધારી શકતા નથી બલ્કે તેનું મન ભ્રમીત કરી નાંખોછો અને તેનો તમારા તરફ અભાવ ઉત્પન્ન કરોછો. આમ થતાં આપણી અને તેની વચ્ચે વખતે પ્રેમનો સંબંધ હોય છે તો તેને પણ હાની પહોંચે છે. માટે આપણે પ્રાણી માત્ર તરફ પ્રેમભાવથી વર્તવું અને જેઓ દયાને પાત્ર હોય તેમના તરફ અણગમો કે તિરસ્કાર ન બતાવતાં દયા બતાવવી; કારણ કે એ મનુષ્યો અજ્ઞાનને લીધે જ પોતાનો ધર્મ કર્તવ્ય—કર્મ—ફરજ, જે કહો તે ભુલી જઇ આત્મ સંયમના અભાવે સ્થાન ભ્રષ્ટ થયાં છે. એક અજ્ઞાન બાળક લાકડી ફેરવતું હોય અને તે અણજાણપણે પોતાના વડીલ અગર સંબંધીને લગાડે તેથી

જેમ તે મનુષ્ય ગુસ્સે ન થતાં બાળકને શિખામણ દેઈ ભુલ સુધારે છે તેવી જ રીતે આ દયાપાત્ર મનુષ્યના દોષ સુધારવા પ્રયત્નશીલ થવું. જેમ બને તેમ પ્રયત્નવડે આપણામાં પ્રેમવૃત્તિ વધારવી, સહનશીલ થતા જવું અને દ્વેષ અને તિરસ્કારની વૃત્તિનો ઉચ્છેદ કરવો. પ્રત્યેક મનુષ્ય આવી ભાવના રાખે અને તેને અનુસરે તો આ જગત્ કેવું સુંદર સ્વરૂપ ધારણ કરે !

આવી પ્રેમવૃત્તિ સર્વત્ર વાધે, તો ટંટા, ફીસાદ અને સામાજીક ઝઘડાનો નાશ થઈ જાય. ધર્મના ટંટા પણ અસ્ત પામે અને સમષ્ટિ બંધુભાવથી વર્તે. એક સર્વને માટે અને સર્વ એકને માટ સ્વાત્માર્પણ કરવા પ્રવૃત્ત થશે. દુર્ગુણ પાપ અને ગુન્હાનું નામ નિશાન પણ નહિ રહે અને જીવન અને સંપત્તિ સહી સલામત રહેશે. ભેદ મટી પ્રેમનું સામ્રાજ્ય થાય તો આવો દેખાવ કેમ જોવામાં ન આવે ? એ દુષ્ટ ક્રોધને જીતી, પ્રેમ પરિપક્વ પ્રેમને ઉપામે તો મનુષ્ય મનુષ્ય મટીને દૈવી જીવ બને. માટે તમારે સમજવું જોઈએ કે ક્રોધ આધિ, વ્યાધિ અને ઉપાધિનું કારણ છે. "**क्रोधोमूलमनर्थानाम्**" માટે તેને હણવો જોઇએ. પરમ કૃપાળુ પ્રભુ તમો સર્વના હૃદયમાં પ્રેમનું સામ્રાજ્ય સ્થાપે અને ક્રોધને નિર્મૂળ કરી તમને સુખ અને શાંતિ અર્પે, એ યાચના છે.

**॥ सर्वे भद्राणि पश्यन्तु माकश्चिद्दुःख भागूभवेत् ॥**

---

# —ગુજરાતની સાહિત્યમાં નવીન પ્રવૃત્તિ.—



ગૃહવાચન માટે, બાળકો માટે, અને ફુરસદનો નિર્દોષ આનંદમાં ગાળવા માટે તૈયાર થએલાં પુસ્તકો—(
હરિલાલ મા. દેસાઇ બી. એ., હરજીવનરાય ન. તનશી બી.

૧ **દેશદેશની રસમય વાતો.** રૂ. ૦

૨ **દેશદેશની મામિક વાતો.** રૂ. ૦

ગુજરાતના સાક્ષરોના ઉત્તમ અભિપ્રાયો મળેલા।
ના. રમણભાઇ, પ્રો. આનંદશંકર, રા. બા. કમળાશંકર બળવંતરાય ઠાકોર, વગેરેના ઉત્તમ અભિપ્રાય જો વાંચવા હોય તો અર્ધા આનાની ટીકીટ બીડી અભિપ્રાયો સહિત ઉપયોગી પુસ્તકોનું લીસ્ટ મંગાવો.

અમારે ત્યાંથી લાયબ્રેરીનાં, સ્કુલોમાં ચાલતાં તથા ઇનામોનાં પુસ્તકો મળે છે. વાજબી કમીશન અપાય છે.

**મોહનલાલ મનસુખરામ શાહ.**
બુકસેલર અને પબ્લીશર—વડોદરા.

